અવતારલીલા-લેખમાળા

લેખ ૫

# ઈશુ ખ્રિસ્ત

લેખક

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

રાષ્ટ્રીય વિદ્યામન્દિર–સત્યાગ્રહાશ્રમ

સાબરમતી



નવજીવન પ્રકાશન મન્દિર–અમદાવાદ

૦–૬–૦

# હકીકત

આ લેખોને હું નિસ્સંકોચપણે છાપવાની પરવાનગી નથી આપી શકતો. છાપવાની કળાથી પાંડિત્ય અને ભૌતિક વિજ્ઞાન વધ્યાં છે એ હું ના પાડી શકું નહિ. પણ સદ્‌વિદ્યા વધી જ છે એમ મારી ખાત્રી નથી થઈ; નથી જ વધી એમ પણ મારો અનુભવ હોત, તો પુસ્તક ન જ છાપવું એ નિર્ણય ઉપર હું આવત.

પુસ્તક લખવા અને છપાવવાની પ્રવૃત્તિ કરનારમાં કાંઈક જ્ઞાનની કચાશ અથવા તેનો મદ કે અહંકાર હોય જ. અને મદ કે અહંકારમાં લખાયલાંમાં પૂર્ણપણે સત્ય ન હોવાનો, અથવા સત્યની એક જ બાજુને અતિભાર આપવાપણાનો

દોષ રહ્યો જ છે. પૂર્ણ સત્ય લખી શકાતું જ નથી, એટલે તેટલા દોષમાંથી ટળી શકાય એમ નથી. પણ સત્યની એક જ બાજુને અતિભાર આપવાથી કોઈકની હિંસા થવાની પણ ભીતિ રહે છે. અને એ ભીતિ પણ પુસ્તકને છપાવવામાં સંકોચ આણે છે.

તેથી આ પુસ્તકમાં જે જે કાંઈ નવા વિચારો છે તેને માંડવામાં મેં મારી શક્તિ અને દૃષ્ટિ પ્રમાણે અત્યન્ત કાળજી તો લીધી જ છે, છતાં આ લેખોથી કોઇની શુભ શ્રદ્ધાઓનું એવી રીતે ખંડન ન થાઓ, કે જેથી એક નજીવી શુભ વસ્તુમાં પણ એને નાસ્તિક ભાવ ઉત્પન્ન થાય. કોઇનો અધોગતિ કરનારો બુદ્ધિભેદ ન થાઓ. જે માર્ગે પોતાનું અત્યન્ત કલ્યાણ મનાયું હોય તે માર્ગને બુદ્ધિપૂર્વક વિશેષ સારો માર્ગ દેખાયા વિના છોડવાની પ્રવૃત્તિ ન થાઓ. એવું એક પણ વાક્ય આ દોષો ઉત્પન્ન કરે એવું છે એમ જેને લાગે તે જો કૃપા કરી મને જણાવશે, તો હું એનો વિચાર કર્યા વિના નહિ રહું.

આટલો દોષ થયા વિના કોઇની અંધશ્રદ્ધાને ધક્કો પહોંચે, અને એના દૃષ્ટિબિન્દુને નવું વળણ મળે એ ઇષ્ટાપત્તિ જ છે. આપત્તિ એટલા માટે

કહું છું કે એક ભાવનામાંથી બીજી ઉચ્ચતર ભાવનામાં પહોંચવાનો માર્ગ અત્યન્ત કષ્ટ ભોગવાવનારો છે. બુદ્ધિને એક નવી વસ્તુ સત્ય તરીકે સમજાય, અને તેમાં મન, વાણી અને શરીરથી નિષ્ઠા થાય એ બેની વચ્ચે લાંબો કાળ જાય છે. અને એ કાળ પૂર્વ માનસિક સંસ્કારો અને નવીન સંસ્કારો વચ્ચેના ઝગડા લડવામાં વીતે છે. એ લડાઇનું દુઃખ રણસંગ્રામના દુઃખ કરતાંયે વિશેષ તીવ્ર હોય છે. પણ એ દુઃખ ભોગવ્યા વિના છુટકો જ થતો નથી. પ્રસૂતિની પીડા જાણ્યા વિના બાળકનું મુખ માતા જોઇ શકતી જ નથી; જેટલું પૂર્વારોગ્ય સારૂં એટલી એ પીડા ઓછી એટલું જ. તેમ કોઇનો ઝગડો દીર્ઘકાળ ચાલે, કોઇને ટુંકો સમય પણ ઝગડો લીધે જ છુટકો. ઉન્નતિની તીવ્ર ઇચ્છા રાખનાર પુરુષને એ યુદ્ધ માટે આવશ્યક ધૈર્ય મળી રહે છે એ જ મનુષ્યને મળેલી શુભ સામગ્રી છે. એ વેદના કરાવવામાં હું નિમિત્તભૂત થાઉં તેનુંયે મને દુઃખ લાગે છે; પણ એ વિષે નિરુપાય છું. એ દુઃખને તીવ્રપણે અનુભવી ગયેલાનો એની સાથે સમભાવ રહેલો છે એટલું જ એને હું આશ્વાસન આપી શકું.

આથી કરીને મારી ઇચ્છા પણ જણાવી દઉં. આ પુસ્તકની હજારો નકલો ખપી જાય અને એની આવૃત્તિઓ કાઢતાં છાપખાનાવાળાઓ થાકે જ નહિ, એ ઉપરથી હું એ પુસ્તકની પ્રજાએ કરેલી કિમ્મતનો આંક નથી બાંધતો. હું કેટલાં પુસ્તકો કબાટમાં ભરૂં છું, કેટલાં ઉપર આંખો દોડાવી જાઉં છું, કેટલાંને સ્મૃતિપટમાં કેટલોક સમય સુધી ઉતારી રાખું છું અને કેટલાંને જીવન સાથે વણી નાખું છું તે જાણું છું. જેટલાં હૃદયમાં કોઈ પુસ્તકના ભાવો કોતરાઇ જાય છે એટલી જ એની નકલો ખપી જાય છે એમ હું માનું છું. બીજી નકલોનો ઉઠાવ લોકોનાં કબાટોને કાગળોથી ભરવાવાળો અને છાપખાનાંવાળાની તિજોરીને નોટોથી ભરવાવાળો હોઇ, અને કદાપિ આંખો અને સ્મૃતિને પણ ભાર રૂપ હોઇ, તેની મને કિમ્મત નથી લાગતી.

જે ભાવનાઓથી પ્રેરાઇને આ લખ્યું છે તથા જે ભાવનાઓથી પ્રેરાઇને આ ચરિત્ર–નાયકોની જીવન–લીલા રમાઇ ગઈ તે ભાવનાઓનો ઉત્કર્ષ થાઓ. ૐ શાન્તિ:

સત્યાગ્રહાશ્રમ<br>સાબરમતી } **કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા**

# પ્રસ્તાવના

આ નાનકડી પુસ્તકમાળામાં કેટલાક અવતારી પુરુષોનો ટૂંકો જીવનપરિચય કરાવવા ધાર્યું છે. આ પરિચય કરાવવામાં જે દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખ્યું છે એ વિષે બે શબ્દ લખવા આવશ્યક છે.

અવતારી પુરુષ એટલે શું? આપણે હિન્દુઓ માનીયે છીયે કે જ્યારે પૃથ્વી પરથી ધર્મનો લોપ થાય છે, અધર્મ વધી પડે છે, અસુરોના ઉપદ્રવથી સમાજ પીડાય છે, સંતતાનો તિરસ્કાર થાય છે, નિર્બળનું રક્ષણ થતું નથી, ત્યારે પરમાત્માના અવતારો પ્રકટ થાય છે. પણ અવતારો કેવી રીતે પ્રકટ થાય છે, એ પ્રકટ થાય ત્યારે એમને કેવે લક્ષણે ઓળખવા અને એમને ઓળખીને અથવા

એમની ભક્તિ કરીને આપણા જીવનમાં કેવા ફેરફાર કરવા એ જાણવું જરૂરનું છે.

સર્વત્ર એક પરમાત્માની શકિત—સત્તા—જ કાર્ય કરી રહી છે. મારામાં—તમારામાં—સર્વેમાં એક જ પ્રભુ વ્યાપી રહ્યો છે. એની જ શકિતથી સર્વેનું હલન–ચલન–વલણ છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, ઈશુ વગેરેમાં પણ એ જ પરમાત્માની શકિત હતી. ત્યારે આપણામાં અને રામ–કૃષ્ણાદિકમાં શો ફેર ? એ પણ મારા–તમારા જેવા જ મનુષ્ય દેખાતા હતા; એમને પણ મારી–તમારી માફક દુઃખો વેઠવાં પડ્યાં હતાં અને પુરુષાર્થ કરવો પડ્યો હતો; છતાં આપણે એમને અવતાર શા માટે કહીયે છીયે ? હજારો વર્ષ વીતી ગયાં છતાં શું કામ આપણે એમને પૂજીયે છીયે ?

'આત્મા સત્યકામ–સત્યસંકલ્પ છે' એવું વેદવચન છે. જે આપણે ધારીયે, ઇચ્છીયે તે પ્રાપ્ત કરી શકીયે એવો એનો અર્થ થાય છે. જે શક્તિને લીધે આપણી કામનાઓ સિદ્ધ થાય છે એને જ આપણે પરમેશ્વર–પરમાત્મા–બ્રહ્મ–કહીયે છીયે. જાણેઅજાણે પણ એ જ પરમાત્માની શક્તિનું આલમ્બન–શરણ–લઇ આપણે જે સ્થિતિમાં આજે

છીયે તે સ્થિતિ પ્રાપ્ત કરી છે; અને ભવિષ્યમાં જે સ્થિતિ પ્રાપ્ત કરીશું તે પણ એ જ શક્તિનું આલમ્બન લઇને કરીશું. રામ-કૃષ્ણે પણ એ જ શક્તિનું આલમ્બન લઇ સર્વેશ્વરપદ- અવતારપદ- પ્રાપ્ત કર્યું હતું; હવે પછી જે અવતારો થશે તે પણ એ જ શક્તિનું આલમ્બન લઇને. આપણામાં અને એમનામાં ફરક એટલો કે આપણે મૂઢપણે—અજાણ-પણે એ શક્તિનો ઉપયોગ કરીયે છીયે; એમણે બુદ્ધિપૂર્વક—શક્તિને પૂર્ણપણે ઓળખીને—એનું અવલમ્બન લીધેલું.

બીજો ફરક એ કે આપણે આપણી ક્ષુદ્ર વાસનાઓને તૃપ્ત કરવા પ્રભુનો ઉપયોગ કરીયે છીયે. અવતારી પુરુષની આકાંક્ષાઓ, એમના આશયો મહાન અને ઉદાર હોય છે; એને જ માટે એ આત્મબળનો આશ્રય લે છે.

ત્રીજો ફરક એ કે સામાન્ય જનસમાજ મહાપુરુષોનાં વચનોને અનુસરનારો અને એમના આશ્રયથી તથા એમના ઉપરની શ્રદ્ધાથી પોતાનો ઉદ્ધાર માનનારો હોય છે. જુનાં શાસ્ત્રો એ જ એમનો આધાર હોય છે. અવતારી પુરુષો કેવળ શાસ્ત્રોને અનુસરનારા નથી હોતા; એ શાસ્ત્રોના રચનારા

અને ફેરવનારા પણ થાય છે. એમનાં વચનો એ જ શાસ્ત્રો થાય છે અને એમનાં આચરણો એ જ અન્યને દીવાદાંડી રૂપ થાય છે. એમણે પરમ-તત્ત્વ જાણી લીધું છે. એમણે પોતાનું અન્તઃકરણ શુદ્ધ કર્યું છે. એવા સજ્ઞાન, સવિવેક અને શુદ્ધ ચિત્તને જે વિચાર સૂઝે, જે આચરણ યોગ્ય લાગે તે જ સચ્છાસ્ત્ર, તે જ સદ્ધર્મ. કોઈ પણ બીજાં શાસ્ત્રો એમને બાંધી શકતાં નથી કે એમના નિર્ણયમાં ફરક પાડી શકતાં નથી.

આપણે આપણા આશયોને ઉદાર બનાવીએ, આપણી આકાંક્ષાઓને ઉચ્ચ બાંધીએ અને પ્રભુની શક્તિનું જ્ઞાનપૂર્વક અવલમ્બન લઈએ તો પ્રભુ આપણામાં યે અવતાર રૂપે પ્રકટ થવા મહેર કરે. વિજળીની શકિત ઘરમાં ગોઠવાયેલી છે; એનો ઉપયોગ આપણે એક ક્ષુદ્ર ઘંટડી વગાડવામાં કરી શકીએ, તેમજ તે વડે દીવાની પંકિતથી આખા ઘરને શણગારી શકીએ. તે જ પ્રમાણે પ્રભુ આપણા પ્રત્યેકના હૃદયમાં વિરાજી રહ્યો છે; એની સત્તા વડે આપણે એક ક્ષુદ્ર વાસનાની તૃપ્તિ કરી શકીએ, અથવા મહાન અને ચારિત્રવાન થઇ સંસારને તરી જઇએ અને બીજાને તારવામાં મદદગાર થઇએ.

અવતારોએ પોતાની રગેરગમાં અનુભવાતા પરમાત્માના બળથી પવિત્ર થવા, પરાક્રમી થવા, પરદુઃખભંજન થવા ચાહ્યું. એમણે એ બળ વડે સુખદુઃખથી પર, કરુણહૃદયી, વૈરાગ્યવાન, જ્ઞાનવાન અને પ્રાણીમાત્રના મિત્ર થવા ઇચ્છ્યું. સ્વાર્થના ત્યાગથી, ઇંદ્રિયોના જયથી, મનના સંયમથી, ચિત્તની પવિત્રતાથી, કરુણાની અતિશયતાથી પ્રાણીમાત્ર તરફના અત્યન્ત પ્રેમથી, બીજાનાં દુઃખોનો નાશ કરવા પોતાની સર્વ શકિત અર્પણ કરવા માટેની નિરન્તર તત્પરતાથી, પોતાની અત્યન્ત કર્તવ્યપરાયણતાથી, નિષ્કામતાથી, અનાસકિતથી અને નિરહંકારીપણાથી, ગુરુજનોને સેવી તેમના કૃપાપાત્ર થવાથી એ અવતારો ગણાયા, મનુષ્ય-માત્રને પૂજનીય થયા.

આપણે ધારીયે તો આપણે પણ એવા પવિત્ર થઇ શકીયે, એવા કર્તવ્યપરાયણ થઈ શકીયે, એટલી કરુણાવૃત્તિ કેળવી શકીયે, એવા નિષ્કામ, અનાસકત અને નિરહંકારી થઈ શકીયે. એવા થવાનો આપણેઃ નિરન્તર પ્રયત્ન રહે એ જ અવતારોની ભકિત કરવાનો હેતુ. જેટલે અંશે આપણે એમના જેવા થઇયે તેટલે અંશે જ આપણે

એમનું અક્ષરધામ મેળવ્યું કહેવાય. જો આપણો એમના જેવા થવા પ્રયત્ન ન હોય તો આપણે કરેલું એમનું નામસ્મરણ પણ વૃથા છે, અને એ નામ-સ્મરણથી એમની સમીપ જવાની આશા રાખવી પણ વૃથા છે.

ત્યારે આપણે પરમેશ્વરની ઉપાસના કેવી રીતે કરવી? આપણા જન્મથી આપણો પહેલો સંબન્ધ માતા જોડે થાય છે, બીજો પિતા સાથે છે, ત્રીજો બંધુઓ જોડે છે, ચોથો ગુરુ સાથે થાય છે અને પાંચમો મિત્રનો છે. આપણે વિવાહિત હોઇયે તો આપણો સંબન્ધ પત્ની જોડે થાય અને કુટુમ્બી હોઇયે તો બાળકો સાથે પણ બંધાય.

તે માટે આપણે પ્રથમ પ્રભુનું માતાપિતા તરીકે ધ્યાન ધરીયે અને સાથે સાથે આપણા પ્રત્યક્ષ માતાપિતાને પ્રભુ ગણી તેમની એક-ચિત્તે સેવા કરીયે તો આપણામાં આદર્શ પુત્રના ગુણો ઉતરે અને સાથે સાથે આદર્શ માતાપિતાના ગુણોનું ધ્યાન થઇ જાય. જે ગુણોનું ધ્યાન થાય તે ગુણો પણ આપણામાં ઉતરે જ, એટલે માતા-પિતાનો વાત્સલ્યગુણ આપણામાં આવતો જ રહે.

આપણે પ્રભુનું બંધુ તરીકે ધ્યાન ધરીયે અને બંધુની પ્રભુ પ્રમાણે સેવા કરીયે તો આપણે લક્ષ્મણ અને ભરતની બંધુભક્તિ પ્રાપ્ત કરીયે અને રામનો બંધુપ્રેમ સહજ આવી જાય.

એ જ પ્રમાણે પ્રભુની મિત્ર તરીકે, ગુરુ તરીકે વગેરે ઉપાસના કરવી ઘટે, અને એ ઉપાસના પ્રત્યક્ષ મિત્ર, ગુરુ ઈત્યાદિકમાં ઉતારવી ઘટે.

પત્ની પરની આપણી પવિત્ર દૃષ્ટિ તો મિત્ર તરીકે જ હોય, એટલે મિત્રભાવનાને વધારવી એ જ પત્નીવ્રત ગણાય. પુત્રભાવનાનો વિસ્તાર શિષ્યમાં થાય, બંધુભાવનાનો મનુષ્યમાત્રમાં, માતાપિતાનો વડીલો પ્રત્યે. આપણી પરમેશ્વર પ્રત્યેની ભાવના પ્રત્યક્ષ મનુષ્યમાં ન ઉતરે તો એ ભક્તિ જડ જ છે.

એક જ ચેતવણી આ ઉપાસનાવિધિમાં આપવી ઘટે છે. રામ–કૃષ્ણ જેવા થવું એટલે રામ–કૃષ્ણની કીર્તિના ઈર્ષ્યાળુ થવું એમ નહિ. આપણા ઉપર કોઇ વાલ્મીકિ કે વ્યાસ કાવ્ય કરે, આપણી મૂર્તિઓ ઘેર ઘેર પૂજાય, આપણા નામના સંપ્રદાયો ચાલે, આપણી જય બોલાતી રહે, એવી જો આપણે આકાંક્ષા ધરી તો રામ–કૃષ્ણ જેવા કદી થવાશે નહિ.

## પ્રસ્તાવના

આ જીવન–પરિચય વાંચી, વાંચનાર અવતારોને પૂજતો થાય એટલું બસ નથી. એ અવતારોને પારખવા શક્તિમાન થાય અને અવતારો જેવા થવા પ્રયત્નશીલ થાય તો જ આ પુસ્તક વાંચવાનો શ્રમ સફળ થયો ગણાશે.

છેવટમાં એક વાક્ય લખવું ઘટે છે. આમાં જે કાંઇ નવું છે તે વિચારો મને પ્રથમ સૂઝ્યા છે એમ નથી કહી શકતો. મારા જીવનના ધ્યેયમાં તથા ઉપાસનાના દૃષ્ટિબિન્દુમાં પરિવર્તન કરી નાખનાર, મને અંધારામાંથી અજવાળામાં લઈ જનાર મારા પૂજ્યપાદ ગુરુદેવ જ મારે નામે બોલે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. છતાં એમાં જે ખામી હોય તે મારા જ વિચાર અને ગ્રહણશક્તિની સમજવી.

રામ અને કૃષ્ણના લેખો માટે હું રા. બા. ચિન્તામણ વિનાયક વૈદ્યનાં એ અવતારોનાં ચરિત્રોના ગુજરાતી અનુવાદકોનો અને બુદ્ધદેવના ચરિત્ર માટે શ્રી. ધર્માનંદ કોસમ્બીના 'બુદ્ધલીલા–સાર-સંગ્રહ' અને 'બુદ્ધ, ધર્મ અને સંઘ' નો ઋણી છું. મહાવીરની વસ્તુ બહુધા હેમાચાર્ય કૃત 'ત્રિષષ્ઠિ શલાકા પુરુષ'ને આધારે છે અને ઈશુ માટે 'બાઇબલ'નો ઉપયોગ કર્યો છે.

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

# તારણ

# પ્રાસ્તાવિક

પાલિસ્ટાઇનઃ ભૌગોલિક માહિતિ– વિસ્તાર

૧ એશીયાના છેક પશ્ચિમ ખૂણામાં પૂર્વાંશ લગભગ ૩૪° અને ૩૬·૫° તથા ઉત્તરાંશ ૩૦·૫° અને ૩૩·૨૫° ની વચ્ચે પાલિસ્ટાઈન નામનો એક જિલ્લો છે. એ અરબસ્તાનના વાયવ્ય ખૂણામાં આવેલા સીરીયા નામે પ્રાન્તનો ભાગ છે. છેલ્લી લડાઇ પહેલાં તુર્કસ્તાનના રાજ્યનો એ એક ભાગ હતો; અને એ જિલ્લા ઉપર કોની હકુમત રહેવી જોઇયે એ ખિલાફતની લડતનો એક વિષય છે. એ જિલ્લાની લંબાઇ ઉત્તર–દક્ષિણ ૧૪૦ માઇલ અને પૂર્વ–પશ્ચિમ સરેરાશ ૮૦ માઇલ છે. એનું ક્ષેત્રફળ આશરે ૧૧૦૦૦ ચોરસ માઇલ હશે. એની ચતુઃસીમા

ઉત્તરે લેબનન (Lebanon)નો ઘાટ, પૂર્વે અરબસ્તાનના રણનો ભાગ, દક્ષિણે સિનાઇનો દ્વીપકલ્પ અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર આવેલાં છે. પાલિસ્ટાઇનની વચ્ચોવચ થઇને યર્દન (Jordon) નામે એક નદી ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે. માર્ગમાં એ ગાલિલી અથવા ગિનેસરત (Genneserat)ના સરોવરમાં પડે છે, અને બીજી બાજુથી પાછી નીકળી મૃતસર (Dead Sea)માં પડે છે. આ એક સમુદ્ર જેવું વિશાળ સરોવર છે અને એનું પાણી એટલું બધું ખારું છે કે એમાં માછલાં પણ જીવી શકતાં નથી, અને તેથી જ એનું નામ મૃતસર પડ્યું છે.

આબોહવા

૨ પાલિસ્ટાઇનનો ઘણોખરો જિલ્લો પહાડી છે. એની આબોહવા વિવિધ પ્રકારની છે. કોઈ ઠેકાણે અતિશય તાપ અને કોઇ ઠેકાણે બહુ જ ઠંડી પડે છે; એકંદરે હવામાં ભીનાશ વધારે રહે છે, કારણકે ત્યાં વરસાદ લગભગ ભાદરવાથી ચૈત્ર સુધી એટલે આઠ મહિના પડે છે, અને બાકીના ચાર મહિના ઉનાળો રહે છે.

દેશ-વિભાગ

૩ યર્દન નદી જિલ્લાની વચ્ચેથી વહેતી હોવાથી આખા જિલ્લાના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ પડી જાય છે.

આશરે ૨૦૦૦ વર્ષ ઉપર એમાં પાંચ તાલુકા હતા. બે યર્દનની પૂર્વે અને ત્રણ પશ્ચિમે. પૂર્વમાં પિરીયા (Peræa) અને દશનગર (ડેકાપોલીસ Deccapolis) તથા ઇટુરીયા (Ituræa) નો સંયુક્ત તાલુકો અને પાશ્ચમમાં યહુદીયા (Judea), સમરીયા (Samaria) અને ગાલિલી (Galilee).

બે હજાર વર્ષ પૂર્વે

૪ બે હજાર વર્ષ પવે આ જિલ્લો રોમન સામ્રાજ્યનો એક ભાગ હતો. એમાં મુખ્યત્વે કરીને યહુદી લોકોની વસ્તી હતી. એની રાજધાનીનું શહેર યરુસલીમ (Jerusalem)હતું. જેમ હિન્દુઓને કાશી, મુસલમાનોને મક્કા, તેમ યહુદીઓને યરુસલીમ. એટલે એ એમનું અતિ પવિત્ર તીર્થક્ષેત્ર પણ હતું. ત્યાં યહુદી લોકોનું મોટામાં મોટું મન્દિર હતું. એ યહુદીયા તાલુકામાં આવેલું હતું, અને એ તાલુકામાં જ ઉંચી જાતના યહુદી લોકોની—અથવા તેમની ખાસ—વસ્તી હતી.

યહુદી લોકો—પ્રાચીન ખ્યાતિ

૫ યહુદી પ્રજા પૃથ્વીતળની જુની પ્રજાઓમાંની એક છે. એક કાળમાં એ પ્રજા બહુ સમૃદ્ધિવાન હતી. એમની રાજકીય અને સામાજિક રચના

વ્યવસ્થિત અને વિસ્તૃત હતી. એમનું રાજ્ય મિસર (ઇજિપ્ટ), અરબસ્તાન અને ઇરાન સુધી પહોંચેલું હતું. દાઉદ (David) અને સુલેમાન (Solomon) જેવા રાજાઓનાં શાસન અને નીતિ, અને મુસા (Moses) વગેરે સ્મૃતિકારોના ધાર્મિક તથા સામાજિક નિયમોને કેવળ યહુદી લોકોએ જ નહિ, પણ આજુબાજુની અન્ય પ્રજાઓએ પણ પ્રમાણભૂત તરીકે માન્યાં હતાં.

**પડતી—એમનો રાજા**

૬ પણ વિક્રમ સંવતની શરૂઆતના કાળમાં આ પ્રજા છેક પડતી હાલતમાં પહોંચી હતી. યહુદીઓનો એક રાજા હતો ખરો, પણ તેની સત્તા આપણા દેશી રાજાઓના જેવી હતી,—એટલે કે પોતાની પ્રજા ઉપર જુલમ કરવાની અને રોમન સુબાઓની ગુલામગીરી કરવાની એને છુટ હતી. વિક્રમ સંવતની શરૂઆતમાં તો એ રાજા યહુદી પણ ન હતો; માત્ર યહુદી કન્યા સાથે પરણેલો એટલો જ એનો યહુદીઓથી સંબન્ધ હતો. યહુદીઓના રાજાને રોમન સમ્રાટને નજરાણું મોકલવું પડતું, અને એની પ્રજાને સામ્રાજ્ય માટે કર પણ

ભરવા પડતા. વળી ભારે શિક્ષાઓ કરવાનો એને અધિકાર ન હતો.

૭ યહુદી લોકોનો ધર્મ મુસા વગેરે કેટલાક પયગમ્બરોની સ્મૃતિઓને આધારે રચાયેલો હતો. ધર્મના વિષયમાં એમનામાં બે સંપ્રદાયો મુખ્ય હતા: એક ફરિસી (Pharisee)નો અને બીજો સદુકી (Saducees)નો.

ધર્મપંથો

ફરિસી લોકો અત્યન્ત કર્મકાણ્ડી હતા. વિધિ પ્રમાણે યજ્ઞની, વ્રતોની અને ઉત્સવોની ક્રિયાઓ કરવામાં અને જ્ઞાતિભેદો સાચવવામાં એમનો ધર્મ સચવાઇ ગયો હતો. પોતાના જુના રીતરિવાજોમાં લગીરે ફરક ન પડવા દેવાની એ બહુ કાળજી રાખતા; યુનાની, રોમન વગેરે એમને મતે મ્લેચ્છ લોકોના રીતરિવાજોનો બહિષ્કાર કરવામાં બહુ સાવધાન રહેતા. યુગાન્તરને એમના મતમાં સ્થાન ન હતું.

૮ સદુકી લોક 'નવા વિચારના' હતા. એમણે પોતાના જુના રીતરિવાજો ઘણેક અંશે છોડી દીધા હતા. સાંસારિક ઉન્નતિની ચિંતા એ વિશેષ કરતા, અને તેથી રાજ્યમાં નોકરી કરવી, વેપાર ખેડવો, જ્ઞાતિબંધનો ઢીલાં કરવાં વગેરેમાં એ આગળપડતો ભાગ લેતા.

૯ ફેરિસીઓ પૂજાપાઠમાં લાગેલા હતા અને સદુકીઓ પૈસા પાછળ લાગેલા હતા. ફેરિસીઓમાં કાંઈક શુદ્ધ વર્તન પર લક્ષ હતું, પણ વિચારનું અને કર્તૃત્વનું બળ ઓછું હતું તથા અંધશ્રદ્ધા અને અસહિષ્ણુતા વિશેષ હતાં; સદુકીઓ માન્યતા કરતાં વિચારને વધારે જોર દેતા, પણ એમને પરદેશી એટલું સારૂં લાગતું. પુરેપુરા યુનાની કે રૂમી થવા તરફ એમનું લક્ષ્ય હતું.

૧૦ યહુદીઓનું મુખ્ય મન્દિર યરુસલીમમાં હતું એ કહ્યું છે. એ મન્દિરમાં બલિદાન ચડાવવાનો અધિકાર યાજક (Priests) લોકોનો હતો. ગામેગામ નાનાં મન્દિરો પણ રહેતાં, પણ ત્યાં પૂજાવિધિ કે બલિદાન થતાં નહિ. યાજકોના પૂજાના વારા બાંધેલા હતા, અને તે પ્રમાણે તે પૂજા કરવા યરુસલીમ જતા. એમનો ઉપરી મહાયાજક કહેવાતો. એ યહુદીઓનો ધર્માચાર્ય હતો એમ કહીયે તો ચાલે. એની નીમણુક યાજકોની ચુંટણીથી થતી; પણ આ સમયે તો સામ્રાજ્યનો વગ એટલો બધો વધી ગયો હતો કે એમાં પણ તેમનો માનીતો માણસ જ આવી શકતો.

ધર્મવ્યવસ્થા -યાજકો

૧૧ ત્યાર પછી બીજો સમુદાય શાસ્ત્રીઓ (Seribcs) નો હતો. શાસ્ત્રીઓ ધર્મ અને આચારના વિષયોમાં નિર્ણયો આપતા અને એમનો નિર્ણય કાશીના શાસ્ત્રીઓના શાસ્ત્રાર્થ જેવો માન્ય ગણાતો. બહુ વિદ્વાન શાસ્ત્રીને રબ્બી કહેતા.

શાસ્ત્રીઓ

૧૨ યહુદી લોકોના જે કાંઇ ધાર્મિક, સામાજિક કે રાજકીય હકો રોમન સામ્રાજ્યમાં બાકી રહ્યા હતા તે એકોતેર માણસની એક સભાને સોંપાયેલા હતા. મહાયાજક, યાજકો અને બીજા કેટલાક વિદ્વાન યહુદીઓને આ સભામાં બેસવાનો અધિકાર હતો. પણ એ સભાએ રોમન સુબાને આધીન રહેવું પડતું અને એની રાજકીય મહત્તા નામની જ હતી.

એકોતેરી સભા

૧૩ આ સિવાય જિલ્લામાં કર ઉઘરાવનારા—દાણીઓ—નો એક વર્ગ હતો. વૉરન હેસ્ટિંગ્સના વખતમાં જેમ બંગાળામાં કર ઉઘરાવવાનો હક લીલામથી વેચવામાં આવતો, તેમ રોમન સામ્રાજ્યમાં પણ ઠેકેદારો જુદાં જુદાં ગામોમાંથી કર ઉઘરાવવાનો હક વેચાતો લેતા. પોતાનો ફાયદો કાઢવા માટે એ લોકો પ્રજા પાસેથી

દાણી

ઘણું ઉઘરાવતા, અને તેથી સ્વાભાવિક રીતે એ વર્ગ પ્રજાને ઘણો અળખામણો લાગતો. હાણીઓ ઉપર લોકો તિરસ્કારની દૃષ્ટિએ જોતા અને તેઓ દેશદ્રોહીમાં ગણાતા. તોપણ એમાં કેટલાક સારા માણસોયે હતા.

વ્રતો અને ઉત્સવો

૧૪ યહુદીઓનાં કેટલાંક વ્રતો અને ઉત્સવો વિષે પણ અત્રે માહિતી આપવી ઉચિત છે; કેમકે ઇશુ ખ્રિસ્તના જીવનવૃત્તાન્તમાં એનો ઉલ્લેખ આવશે.

(૧) યહુદીઓમાં શુક્રવારની સાંજથી તે શનિવારની સાંજ સુધીના ચોવીશ કલાક સાબ્બાત (Sabbath) એટલે વિશ્રાન્તિના ગણાતા. તે દિવસે કાંઈ પણ ઉદ્યોગ કરવો એ વ્રતભંગ કર્યા બરાબર મનાતું.

(૨) માર્ચ અથવા એપ્રિલ મહિનામાં યહુદી લોકોનું મોટામાં મોટું નિસ્તાર (Passover) નામે પર્વ આવતું. યહુદી લોકો સહીસલામત રણને ઓળંગીને પાલિસ્ટાઇનમાં આવી પહોંચ્યા તેની યાદગીરીમાં એ તહેવારો મનાયા હતા. એ પ્રસંગે કેટલાક દિવસ સુધી યરુસલીમમાં ઓચ્છવ થતો, અને લગભગ બધા યહુદીઓ તે ટાણે મુખ્ય મન્દિરની યાત્રાએ આવતા.

(૩) તંબુનિવાસ (Tabernacles) પર્વ એ પણ એક મોટું પર્વ હતું અને તે શરદ્‌ઋતુમાં આવતું. એક કાળે યહુદીઓને પોતાનાં ઘરબાર છોડી તંબુઓમાં ઘણા દિવસો ગાળવા પડેલા, તેની સ્મૃતિ આ પર્વ કરાવતું.

૧૫ લગભગ ૧૯૨૫ વર્ષ ઉપર યહુદી લોકોની સ્થિતિ આવા પ્રકારની હતી. ઇશુ ખ્રિસ્તના જન્મ વખતે (ઇ. સ. પૂર્વે ૭ થી ૪ અથવા વિ. સં. ૫૦ થી ૫૨ ની વચ્ચે *) હેરદ (Herod) નામે એક ક્રૂર અને વહેમી માણસ યહુદીઓનો રાજા નીમાયો હતો. એ પોતે યહુદી ન હતો, પણ છેલ્લા યહુદી રાજાની પાત્રી સાથે પરણી રાજ્યાધિકારી થયો હતો. એ સત્તાનો લોભી હતો અને પોતાના જિલ્લામાં આપખુદી ભોગવવા ઇચ્છતો હતો. રોમન સમ્રાટને ભારે ભારે નજરાણાં મોકલી તથા વગવાળા યહુદી-

ઇશુના જન્મ-કાળના સમયની સ્થિતિ

* ઇશુના જન્મનું વર્ષ ગણવામાં ચારેક વર્ષની ભૂલ છે એમ એનો સંવત શરૂ થયા પછી ઘણે વર્ષે માલુમ પડયું. એટલે એનો જન્મ ઇસ્વી સનના પહેલા વર્ષમાં નહિ, પણ તેની પહેલાં ચારેક વર્ષે થયો હતો એમ યુરોપીય વિદ્વાનો માને છે.

ઓને ઉંચા અધિકાર આપી એમનાં મોઢાં બંધ કરતો, અને તેમને ખુશ રાખવાથી પ્રજા ઉપર એ મનમાન્યો ત્રાસ વર્તાવી શકતો. યાજકોને પ્રસન્ન રાખવા માટે એણે યરુસલીમના મુખ્ય મન્દિરને ફરીને નવું બંધાવ્યું હતું. એ મન્દિર એ કાળમાં સૌન્દર્ય માટે એટલું વખણાતું કે એમ ગણાતું કે જેણે એ મન્દિર જોયું ન હોય તે સૌન્દર્ય શું એ જાણી જ ન શકે.

૧૬ અલબત્ત, યહુદીઓમાં એક એવો વર્ગ બન્યો જ હતો કે જે પોતાના દેશની પરાધીન અવસ્થાથી દુઃખિત થઇ એ સ્થિતિમાંથી છુટવા ઉદ્યોગ કર્યા કરતો હતો. આ લોકો ઝેલોતી (એટલે ચળવળીયા) કહેવાતા.

**ઝેલોતી લોકો**

૧૭ યહુદીધર્મમાં એક એવી માન્યતા પ્રચલિત હતી કે યહુદીઓના ઉદ્ધારાર્થે ભવિષ્યમાં ઇશ્વરના ખાસ અભિષિક્ત ( મસીહા અથવા ખ્રિસ્ત ) પુરુષનો અવતાર થશે, અને તે દયા તથા પ્રેમના ધોરણે દુનીયામાં ઇશ્વરી રાજ્યની સ્થાપના કરશે અને યહુદીઓને પરાધીનતાની બેડીમાંથી છોડવશે. યહુદીઓ પોતે પુરુષાર્થી રહ્યા ન હતા. એમનામાં પ્રાણનો બહુ ઓછો પ્રવાહ વહેતો

**પૂર્વવાણી**

હતો, ત્યાગવૃત્તિ મન્દ થઇ ગઇ હતી, એટલે કોઈ ચમત્કારી પુરુષ આવીને ચમત્કારિક રીતે તેમનો ઉદ્ધાર કરશે એવી કાપુરુષની શ્રદ્ધા* પર તેઓ બેઠેલા હતા. એ સમય હવે આવી જ પહોંચ્યો છે એમ કેટલાક યહુદીઓનું માનવું હતું.

---

* એ શ્રદ્ધા પણ અયોગ્ય ન ગણાય. પણ ઘણુંખરું નિર્વીર્ય થયેલી પ્રજામાં આવો ઉદ્ધારક આવતાં એને ઓળખીને અનુસરવાની શક્તિ પણ રહી નથી હોતી.

# સાધના

---

દીક્ષા આપનારો જાન

૧ યહુદીઓની આવી પરિસ્થિતિમાં એમનામાં બે સત્પુરુષોનો જન્મ થયો. એમાંનો પહેલો જકરીયા (Zacharias) અને એલિશિબા (Elisabeth) નો પુત્ર જાન (John) હતો. એ દીક્ષા આપનારા (Baptist) જાન તરીકે ઓળખાય છે. જાન ઈશુ કરતાં છએક મહિને મોટો હતો. એનો પિતા એક યાજક હતો. એ અને એની સ્ત્રી એકમાર્ગી અને ધાર્મિક ક્રિયાઓમાં સરળપણે શ્રદ્ધાવાળાં હતાં. ઘરડે ઘડપણ એમને ત્યાં જાનનો જન્મ થયો હતો. જાનના બાળપણની હકીકત કશી જ જણાઈ નથી; પણ એમ લાગે છે કે એણે કેટલાંક વર્ષ એકાન્તવાસ અને તપશ્ચર્યામાં

ગાળ્યાં હશે. લગભગ ત્રીશ વર્ષની ઉમરે એણે ઉપદેશ દેવાનું કાર્ય શરૂ કર્યું હતું. એની સાદાઈ, અપરિગ્રહતા, પવિત્રતા અને સ્પષ્ટ વક્તૃત્વથી ઘણા લોકો એનો ઉપદેશ સાંભળવા આકર્ષાતા. એ કફનીના જેવું ઊંટના વાળનું એક વસ્ત્ર પહેરતો, અને તેને ચામડાના પટાથી કમ્મર આગળ બાંધી રાખતો. એનો આહાર બહુ જ સાદો અને કોઈ મનુષ્ય ઉપર આધાર રાખવો ન પડે એવો હતો. એના ઉપદેશમાં મુખ્યત્વે કરીને એ આવતું કે ધર્મરાજ્યની સ્થાપનાનો કાળ હવે આવી લાગ્યો છે. તે રાજ્યને સ્વીકારવા માટે પ્રજાએ તૈયાર થવું જોઇએ. તૈયાર થવું એટલે પોતાનાં પાપો માટે અનુતાપ કરી ચિત્તને શુદ્ધ કરવું. વૃથા કુળાભિમાન, વર્ણાભિમાન અને પાંડિત્યાભિમાન ઉપર એ સખત ચાબખા મારતો. આથી કરીને ફરિસીઓ, સદુકીઓ અને યાજકો સર્વે એની સામે બળતા. પણ પ્રજાનો સામાન્ય વર્ગ એના ઉપદેશને શ્રદ્ધાપૂર્વક સાંભળતો. જે પવિત્રતાને માર્ગે ચાલવા ઇચ્છતા હોય તેને એ પાણીનું સિંચન કરી દીક્ષા આપતો, અને પોતાથી ભૂતકાળમાં થયેલાં પાપ માટે અનુતાપ કરવા, તેની માફી માટે પ્રાર્થના કરવા

અને ભવિષ્યમાં પુણ્યમાર્ગે ચાલવા એ પ્રતિજ્ઞા લેવડાવતો. અનેક જનો આ પ્રમાણે એની પાસેથી દીક્ષા ગ્રહણ કરતા, અને એને પયગમ્બર * તરીકે માનતા થયા હતા.

ઈશુ-જન્મ

૨ બીજા સત્પુરુષ તે ઈશુ. એનો પિતા યુસફ (Joseph) યરુસલીમની પાસેનો બેથલમ (Bethlehem) ગામનો એક સુતાર હતો. એની મા મર્યમ (Mary) ગાલિલી તાલુકાના નસરત (Nazareth) ની રહીશ હતી. યુસફ પણ ઘણુંખરું ત્યાં જ ધંધો કરતો, પણ ઈશુના જન્મ સમયે પોતાના વતનમાં જ બાળકના જન્મની નોંધ કરાવવાની ઇચ્છાથી એ મર્યમને લઇને બેથલમ આવ્યો હતો. ત્યાં એક સરાઇમાં ઈશુ ખ્રિસ્તનો જન્મ થયો. જેમ કંસે પુતનાને મોકલીને ગોકુળનાં બાળકોને મરાવી નાખ્યાં એવી પૌરાણિક કથા છે, તેમ ઈશુની બાબતમાં પણ એવી વાત છે કે હેરદને એના જોશીઓએ ઈશુના જન્મ સમયે કહ્યું હતું કે એનો શત્રુ બેથલમમાં પેદા થયો છે. તે ઉપરથી વહેમાઇ હેરદે બે વર્ષની અંદરનાં જેટલાં બાળકો બેથલમમાં હોય તેને મારી

* 'પયગમ્બર અને ખ્રિસ્ત' ઉપર પાછળ નોંધ જુઓ.

નાંખવાનો હુકમ કર્યો. આ હુકમનો અમલ થતાં પહેલાં યુસફને આ વાતની ખબર પડી ગઇ, અને તેથી તે મર્યંમ અને ઈશુને લઇને નસરત નાશી ગયો.

૩ આ પછીનાં બાર વર્ષની ઈશુ સંબન્ધી કશી હકીકત જણાઇ નથી. બારેક

પૌગણ્ડાવસ્થા

વર્ષની ઉમ્મરે તે પોતાનાં માબાપની જોડે નિસ્તાર પર્વ પર યરુસલીમ ગયો હતો. વિધિ પ્રમાણે પૂજા અર્પણ કર્યા બાદ યુસફ અને મર્યંમ પોતાના ગામના બીજા લોકો સાથે પાછાં ફર્યાં. ઈશુ તે વખતે સાથે ન હતો. સંઘનાં બીજાં માણસો જોડે હશે એમ માની લઈ એક આખો દિવસ તેમણે એને વિષે કશી ચિંતા કરી નહિ. પણ સાંજ પડતાં સુધીમાંયે તે સંઘમાં કોઇ ઠેકાણે જણાયો નહિ, ત્યારે એ લોકો યરુસલીમ પાછા ફર્યાં અને મન્દિરમાં તપાસ કરવા લાગ્યા. ત્યાં એમણે ઈશુને મન્દિરમાં બેસી શાસ્ત્રીઓની જોડે ધર્મચર્ચા કરતો અને વિવિધ પ્રકારના પ્રશ્નોત્તર કરી સર્વેને આશ્ચર્ય પમાડતો ભાળ્યો. મર્યંમે ઈશુને પાછળ પડી રહેવા માટે ઠપકો આપ્યો. ઈશુ એમની સાથે પાછો ઘેર ગયો.

૪ ઈશુનાં ત્યાર પછીનાં લગભગ અઢાર વર્ષની હકીકત વિષે આપણે કાંઇ

તપશ્ચર્યા

જાણતા નથી. પણ એમ લાગે છે કે એણે પોતાનો આ સમય આધ્યાત્મિક ચિંતનમાં ગાળ્યો હોવો જોઇયે. જ્યારે એ ત્રીશેક વર્ષનો થયો ત્યારે જાનનો ઉપદેશકાળ શરૂ થઇ ગયો હતો. એ પણ એકવાર જાનનો ઉપદેશ સાંભળવા ગયો અને એને હાથે પવિત્ર બનવાની દીક્ષા લીધી. ત્યાર પછી ઈશુએ ચાળીસ દિવસ સુધી એક પહાડમાં રહી પુષ્કળ ચિંતન કર્યું. એ ચાળીસે દિવસ એણે ઉપવાસ કર્યા. ભૂખ–તરસ, લાભ–હાનિ, ઐહિક ઉન્નતિ, ઐશ્વર્ય, સિદ્ધિઓ વગેરેની વાસનાઓને બાળી નાંખી એણે પોતાના ચિત્તને ઈશ્વરાર્પણ કરી દીધું, અને બદલામાં પ્રાણીમાત્ર પ્રત્યે બંધુત્વ, દયા અને કરુણાની ભાવનાઓથી ભરાયેલા સત્ત્વને* પ્રાપ્ત કર્યું.

---

* સંસારની વાસનાઓથી ભરેલું મન ચિત્ત કહેવાય છે. સર્વે વાસનાઓને બાળી નાંખી એ મન ઇશ્વરને પરિપૂર્ણ અર્પણ કરવામાં આવે, ત્યારબાદ એનું કેવળ દૈવી સંપત્તિઓથી ભરેલું ભાવનાપ્રધાન જે સ્વરૂપ રહે તેને ‘સત્ત્વ’ કહે છે. શુભ ભાવનાઓમાં જ જેના મનની નિરન્તર સ્થિતિ રહે તે ‘નિત્ય સત્ત્વસ્થ’ કહેવાય.

# પ્રવૃત્તિ

ઈશુના જાહેર-જીવનની શરૂઆતઃ -ચમત્કારો

૧ એમ ચોક્કસ લાગે છે કે જાન અને ઈશુ બન્નેને પોતાના દેશબંધુઓની અધોગતિથી બહુ બળતરા થતી હતી. શાસ્ત્રો પર જડ શ્રદ્ધા, ધર્મને નામે પાખંડ, ક્ષણિક લાભ માટે અનેકનું નુકસાન કરવાની વૃત્તિ વગેરે મલિનતા જ્યાં સુધી નહિ ટળે ત્યાં સુધી પ્રજાની ઉન્નતિ નહિ થાય એમ એની ખાત્રી થઇ, અને તેથી જાનની માફક એના પણ પહેલા ઉપદેશો પાપને માટે અનુતાપ કરવાના, જીવનને પવિત્ર બનાવવાના અને પ્રેમથી ઈશ્વરની ભક્તિ કરવા વિષેના હતા. પણ આ સાથે સાથે જ એ

ચમત્કારો * પણ કરતો. એના હાથના અડાડવાથી અથવા વસ્ત્રના સ્પર્શથી રોગીઓ સાજા થતા, આંધળાને આંખો આવતી, બહેરા કાને સાંભળવા લાગતા, મૂગાને વાણી ફુટતી અને મરેલા પાછા જીવતા થતા એમ કહેવાય છે. એ ઉપરાંત, નજીવા જેટલા ખોરાકથી મોટાં ટોળાંને જમાડવાં વગેરે આશ્ચર્યો પણ એ કરી બતાવતો. આ ચમત્કારોથી ઇશુની કીર્તિ ગામેગામ ફેલાઇ ગઇ.

**પહેલું નિસ્તારપર્વ: યરુસલીમના મન્દિરમાં**

૨ ઇશુએ દીક્ષા લીધા પછી ત્રણ ચાર મહિનામાં જ નિસ્તાર પર્વ આવી લાગ્યું અને એ પાછો યરુસલીમ આવ્યો. આ વખતે એણે એક એવું કાર્ય કર્યું કે જેથી યાજક લોકો એને પોતાનો દુશ્મન ગણવા લાગ્યા. યરુસલીમના મન્દિરના એક ભાગને યાજકો વેપારીઓને દુકાન માંડવા ભાડે આપતા. આને લીધે આ ભાગ એક બજાર જેવો બની જતો. પૂજાસ્થાન આ રીતે બજાર બની જાય તે ઇશુથી ખમાયું નહિ. ઇશુએ આ લોકોને બહાર હાંકી કાઢ્યા. કેટલાકે ઇશુને આમ કરવાનો શો અધિકાર

* પાછળ 'ચમત્કારો' વિષે નોંધ જુઓ.

છે, કરી પૂછ્યું. એના ઉત્તરમાં એણે કહ્યું, " આ મન્દિર તમે તોડી નાખો તો ત્રણ દિવસમાં હું નવું મન્દિર કરવા શક્તિમાન છું." આનો ભાવાર્થ એ હતો કે આ મન્દિર ઇશ્વરના ભક્તનું છે, અને ભક્ત તરીકે એમાંથી પાપને ધોઇ નાંખવાનો મને અધિકાર છે. ઈંટ અને ચુનાની ભીંતો એ મન્દિર નથી, એની અંદર જળવાયેલી પવિત્રતા એ જ મન્દિર છે. ઈંટ અને ચુનાનું મન્દિર પડી જતાં ભક્ત પોતાના હૃદયમાં રહેલા પવિત્રતાના મસાલાથી બીજું મન્દિર તત્કાળ ઊભું કરી શકે. પણ આ શબ્દો જડ યાજકોએ દેવાલય તરફ ઘોર તિરસ્કાર રૂપે લેખ્યા, અને ઇશુને મારી નંખાવવા માટે આ શબ્દો એની સામે ઉપયોગમાં લેવાયા.

જાનનો અન્ત

૩ શરૂઆતમાં ઇશુએ યહુદીયા તાલુકામાં પોતાનો ઉપદેશ કરવા માંડ્યો. જાન પણ એ જ તાલુકામાં ઉપદેશ કરતો હતો. બન્નેની ચળવળ યહુદીઓમાં નવજીવન પ્રેરી રહી હતી. પડેલી પ્રજામાં નવજીવનનો સંચાર થાય કે રાજ્યકર્તા તેમજ યાજકવર્ગ ગભરાઈ ઉઠે છે. તેમાં વળી ઇશુના ચમત્કારોથી એ લોકો વધારે ગભરાઇ ઉઠ્યા. આ બન્ને ઉપદેશકો જાતિભેદની

દરકાર રાખતા નહિ, અને ઈશુ વળી યહુદીઓના કર્મકાણ્ડને પણ ઝાઝું વજન આપતો નહિ. બન્ને પોતાની દીક્ષા યહુદી સિવાયના અન્ય લોકોને પણ આપતા. દાણી લોકો, જેમને સામાન્ય યહુદીઓ તિરસ્કારની દૃષ્ટિએ જોતા, તેમની સાથે પણ એ બન્ને મળતા રહેતા. આ બધાં કારણથી ફુરિસી * લોકોનો ગુસ્સો એમના ઉપર વધી પડ્યો. ઈશુના જન્મ વખતે જે હેરદ રાજા રાજ્ય કરતો હતો તેનો પુત્ર બીજો હેરદ આ વખતે યહુદીયા તાલુકાનો રાજા હતો. એ પોતાના ભાઈની સ્ત્રી જોડે પરણ્યો હતો. આ કૃત્ય યહુદી ધર્મ પ્રમાણે પાપ હતું. જાને એક વખત આ બાબતમાં હેરદને ખુલ્લો ઠપકો દીધો. આથી હેરદ અને એની સ્ત્રી ગુસ્સે થયાં અને એણે જાનને કેદ કર્યો, અને છ માસ પછી એનો શિરચ્છેદ કર્યો.

**સમરીયામાં ઉપદેશ**

૪ યહુદીયામાં રાજા અને યાજકોનો વિરોધ જોઈ ઈશુએ ગાલિલીમાં જવાનું દુરસ્ત ધાર્યું. યહુદીયાથી ગાલિલી જતાં વચ્ચે સમરીયા તાલુકો આવે છે.

---

* સામાન્ય રીતે ફુરિસી, શાસ્ત્રી અને યાજકોની એકમતી રહેતી. આ લેખમાં ગમે તે એક નામ આપ્યું છે, ત્યાં ત્રણે વર્ગ સમજી લેવા.

યહુદીઓ સમરીયાવાસી પ્રત્યે દ્વેષભાવથી વર્તતા. એ તાલુકાને એટલો અપવિત્ર ગણતા કે એમને ગાલિલી જવું હોય તો સમરીયામાં થઇને જવાને બદલે આડકતરો રસ્તો લઈ દરીયાવાટે, નહિ તો દશનગર તાલુકામાં થઈને જતા. સમરીયાના લોકો મૂળ તો યહુદી જ હતા; પણ એ લોકો યરુસલીમ કરતાં સમરીયામાં આવેલા ગિરિઝમ (Gerizim) પર્વતને વધારે મોટું તીર્થ ગણતા, અને આ યહુદી લોકોને પસંદ ન હતું. પરંતુ ઇશુ જેવા સંત કયા પુરુષ પ્રત્યે ઘૃણાની દૃષ્ટિથી જોઇ શકે ? * એણે તો સમરીયામાંથી જ પોતાનો રસ્તો લીધો અને એ તાલુકાના લોકોને પણ પોતાનો ઉપદેશ સંભળાવ્યો.

**સમરીયાણીનું પાણી**

૫ એક દિવસ એક કુવા ઉપર તે બેઠો હતો. એના બે ત્રણ શિષ્યો ગામમાં ખાવાનું લેવા ગયા હતા. ઇશુને ખુબ તરસ લાગી હતી. એટલામાં એક સ્ત્રી કુવા ઉપર પાણી ખેંચવા આવી. ઇશુએ તેની પાસે પાણી માગ્યું. યહુદી થઇને સમરીયાણીનું પાણી

*‘ સંતદૃષ્ટિ ’ ઉપર પાછળ નોંધ જુઓ.

પીવા તેને તૈયાર થયેલો જોઇ એ બાઇએ આશ્ચર્ય દર્શાવ્યું. ઇશુએ એને કહ્યું "બેન, હું કોણ છું તે તું જાણે તો જે ભૌતિક જીવન* હું માગું છું તેના બદલામાં તું મારી પાસેથી આધ્યાત્મિક જીવન માગી લે." બાઇએ તેના શબ્દોને વધારે સ્પષ્ટ કરવા કહ્યું. ત્યારે ઇશુએ ઈશ્વરના પ્રેમનો રસ પીધાથી મનુષ્યમાત્રનું જીવન ઉન્નત થાય છે અને એનો અનન્ત જીવનમાં વાસ થાય છે, એ વિષે ઉપદેશ દેવા માંડ્યો. એ સાંભળી એ બાઇએ ઇશુની દીક્ષા લીધી. એનું પૂર્વજીવન પાપયુક્ત હતું, પણ ત્યારથી એ પવિત્રપણે રહેવા લાગી.×

**સંતોની ઉપાસના**

૬ જે મનુષ્ય પોતાના જીવનમાં ભૂલો કરી પાપમાર્ગે ચડી જાય છે, તેને સામાન્ય જનો તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે. એનો સંગ તો બાજુએ રહ્યો, પણ ઘણીવાર એક પ્રાણી તરીકેની દયાને પાત્ર પણ એને ગણવામાં આવતો નથી. જો કોઈ એની તરફ મહેરની દૃષ્ટિએ જુએ તો તેની ઉપર પણ વિવિધ

* ભૌતિક જીવન = પાણી

× 'સમરીયાણીની શુદ્ધિ' ઉપર પાછળ નોંધ જુઓ.

પ્રકારનો જુલમ થાય છે વળી સામાન્ય જનોની ઈશ્વર વિષેની ભાવના એવી હોય છે કે જેમ રાજા દુષ્ટોને દંડ દે છે, તેમ રાજા પાસેથી છટકી ગયેલા લોકોને ઇશ્વર સજા કરે છે. એમનો પરમેશ્વર પાપીઓને દંડવાવાળો છે. યમપુરી એ પરમેશ્વરનું મોટું—અને પરમેશ્વરની મોટાઇના પ્રમાણમાં ભયંકર—કેદખાનું છે; અને તેથી સામાન્ય રીતે લોકો પાપીનો બહિષ્કાર કરવામાં, એને સજા કરવા-કરાવવામાં ધર્મ માને છે. સંતોના અભિપ્રાયો આથી જુદા હોય છે. સંતોની ઇશ્વર વિષેની ભાવના એને પતિતપાવન, અધમોદ્ધારક, દીનબંધુ, કરુણાસાગર તરીકે જોવાની હોય છે, અને એમની ઉપાસના પ્રમાણે એમનામાં પણ એ ગુણ પ્રકટ થાય છે. આથી જે પ્રથમથી જ નીતિને માર્ગે છે, તેના કરતાં જેનાથી ભૂલો થઈ છે, પાપો થયાં છે, તેમના પ્રતિ તેમની દયા-કરુણાનો પ્રવાહ વિશેષ જોરથી વહે છે. એ કોઇને સજા કરવા-કરાવવા ઇચ્છા નથી રાખતો. જેનાથી પાપો થઇ ગયાં છે એનાથી વિશેષ દયાપાત્ર કોણ હોઇ શકે ? અને દયાપાત્રને સજા કેમ ઘટે ? એને તો ક્ષમા-પ્રેમથી જ સુધારવાનો હોય. આવી સંતતા ઈશુની નસોમાં પણ વહેતી હતી.

**નસરતમાં ઉપદેશ—એનો તિરસ્કાર**

૭ સમરીયાથી ઈશુ ગાલિલીમાં પોતાને ગામ ગયો. ત્યાં એણે મન્દિરમાં એક ઉપદેશ આપ્યો. એણે લોકોને ઈશ્વરના રાજ્યનો સંદેશો સાંભળવા કહ્યું; પવિત્રતાથી એ રાજ્યના અધિકારી થવા વીનવ્યા. પણ આ અમારી નજર આગળ મોટો થયેલો ઇશુ અમને ડાહી ડાહી વાતો સંભળાવે, અને મર્યંમનો દીકરો પોતાને ઈશ્વરનો પુત્ર કહેવડાવે એ નસરતના લોકોથી ખમાયું નહિ. એ ઇશુને મારવાને ઉઠ્યા, અને એને ગામ બહાર કાઢી મુકયો. ‘ પોતાના ઘરના સંતને કોઇ પૂજતું નથી ’ એમ વિચારી ઇશુ કેપરનામ (Capernaum) જઇ કેટલોક વખત રહ્યો.

**કેપરનામમાં**

૮ અહીં બે ત્રણ શિષ્યો એના ઉપર બહુ પ્રેમ રાખનારા હતા. આ ગામમાં એણે ઘણાક ચમત્કારો પણ કરી બતાવ્યા હતા. એનો સૌથી પહેલો શિષ્ય સાઇમન ઉર્ફે પિટર આ જ ગામનો રહીશ હતો. એ, એનો ભાઇ અને બીજા બે શિષ્યો અહીંથી એના નિરન્તરના સાથી થયા. આ ભાઇઓના સથવારામાં ઈશુએ

આખા ગાલિલીમાં ઉપદેશ આપવાનું અને રોગો સારા કરવાનું કામ કર્યું.

બીજી વાર યરુસલીમમાં

૯ કેટલાક મહિના પછી વળી યહુદીઓનું એક પર્વ આવ્યું, અને તે વખતે ઈશુ પાછો યરુસલીમ ગયો. ચમત્કારિક રીતે રોગો સારા કરનાર અને ભૂતોને કાઢનાર તરીકે અત્યાર અગાઉ એની કીર્તિ ફેલાઇ ગઇ હતી, અને તેથી એને જોવાને લોકોનાં અને રોગીઓનાં ટોળેટોળાં ભેગાં થતાં હતાં. યરુસલીમના મન્દિરની પાસે એક કુંડ આગળ ઈશુ બેઠો હતો, એટલામાં ૩૮ વર્ષથી પીડાતો એક રોગી ત્યાં આવ્યો. ઇશુએ એને વચનમાત્રથી સારો કરી દીધો અને એને પોતાનો ખાટલો ઉંચકી ઘેર જવા કહ્યું. આ દિવસ વિશ્રાન્તિનો હતો. ઈશુ વિશ્રાન્તિનો દિવસ માનતો નથી, એ નાસ્તિક છે, એમ કહેવાને યહુદીઓને આ પૂરતું કારણ લાગ્યું. રોગીને સારો કર્યો એ તો એક મોટું પાપ થયું જ, તેમાં વળી ખાટલો ઉંચકી જવાનું—એટલે કામ કરવાનું—કહ્યું, એ તો પાપની હદ થઇ. આ ઉપરાંત બીજા પણ વિશ્રાન્તિવારને વિધિસર નહિ પાળવાના એની અને

એના શિષ્યોની ઉપર આરોપો હતા. લોકોએ ઇશુ પાસેથી આ ધર્મભંગ માટે ખુલાસો માગ્યો. ઇશુએ કહ્યું કે "પરમેશ્વર દયાનાં કર્મો હરઘડીએ કર્યાં કરે છે, માટે દયાનાં કર્મો માટે ઇશ્વરના પુત્રને વિશ્રાન્તિવારની બંધી હોઈ ન શકે." આ રીતે ઇશુ પોતાને વારંવાર ઇશ્વરના પુત્ર તરીકે ઓળખાવતો. પણ એક સ્ત્રીના ઉદરમાંથી ઉત્પન્ન થયેલો બેપગો માણુસ આ રીતે ઇશ્વરની સંતતિ હોવાનો દાવો કરે, એ યહુદીઓને મન નાસ્તિકતા અને નફ્ટાઇની નિશાનીઓ હતી. ઇશ્વરનો પુત્ર હાડકાં–ચામડાંનો ન હોઇ શકે, એ માતાના ઉદરમાંથી જન્મ્યો ન હોય, ગરીબને ઘેર ન હોય, એ તો સિંહાસન પર બેસનારો હોય —આવી આવી એમની ધારણાઓ હતી.

૧૦ આ ઉપરાંત ઈશુ આગળ કોઈ પાપી માણુસ આવીને અનુતાપ કરે તો "તારાં સર્વ પાપો નાશ પામ્યાં છે" એમ એ એને આશ્વાસન આપતો. ઇશ્વરને નામે પાપોની માફી બક્ષવાનો ઇશુને શો અધિકાર, એમ યાજકોને લાગતું. આ રીતે ઇશુ તરફ એમનો દ્વેષ દિવસે દિવસે વધ્યો જતો હતો.

ઇશુનું શિષ્યમંડળ

૧૧ ધીમે ધીમે ઇશુના અન્તેવાસી શિષ્યોની સંખ્યા વધીને બારની થઇ. તેમાં યહુદા (Judas)નું નામ ધ્યાનમાં રાખવા જેવું છે, કારણકે આ માણસે જ ઈશુને દગો દઇ મારી નંખાવ્યો હતો. આ બાર શિષ્યો એના સાધુઓ જેવા હતા.

એના ઉપદેશની અસર

૧૨ આ રીતે ઇશુનું ઉપદેશ દેવાનું કાર્ય ચાલ્યું. એના વક્તૃત્વથી ઘણા લોકો એને સાંભળવા ખેંચાતા, પણ મોટે ભાગે તો એને હાથે સાજા થવા જ ઘણા લોકો આવતા. ઇશુએ પોતે પણ જોયું કે લોકોને પોતાના શારીરિક રોગોથી છુટવાની અને ઐહિક રાજ્યની જ લાલસા તીવ્રપણે હતી; કોઇ એની પાસેથી આત્મશુદ્ધિનું ઓસડ લેવા ઇચ્છતું ન હતું—ધર્મરાજ્યની પ્રજા થવા ચાહતું ન હતું. પોતાની ગરીબી ધોવા અને રોગો નસાડવા લોકો આતુર હતા, પણ પોતાનાં પાપો ધોવા અને વિકાર નસાડવા કોઇ પરવા રાખતું ન હતું. ઇશુને આથી બહુ ખેદ થતો. એને યહુદીઓનું ભવિષ્ય બહુ ઝાંખું લાગતું હતું. એ ફરિસી અને શાસ્ત્રીઓ

ઉપર લોકોને જડ અને અંધશ્રદ્ધાળુ બનાવી મુકવાનો આરોપ મુકતો. ફેરિસી અને શાસ્ત્રીઓ પરના એના પ્રહારો બહુ કડવી વાણીમાં નીકળતા હોય એમ જણાય છે. એ કડવાશની પાછળ હૃદયની જે ખરી બળતરા અને દયાનો ઝરો વહેતો હતો, એની કોઈ કદર કરી શકતું નહિ. અધિકારીઓને એની પ્રવૃત્તિમાં રાજ્યદ્રોહ, ધર્મદ્રોહ, નાસ્તિકતા, નફટાઈ અને આપવડાઈ દેખાતાં; અને બીજા કેટલાક વળી એને ભાવનાઘેલો ગણતા. એની ભાષા રાજકારણી પુરુષોને અનુસરતી હોય એમ લાગે છે. પણ આવી ભાષા આવવાનું કારણ યહુદીઓની પૂર્વમાન્યતા જ હોવાનો સંભવ છે. યહુદી નૌજવાનો સ્વરાજ માટે ઈન્તેજાર હતા અને ઇશુ ધર્મરાજ્યનો ઉપદેશ આપતો હતો; નવયુવકો યહુદીઓના દંડધારી રાજાના અવતારની વાટ જોતા હતા, ઇશુ એમને ધર્મરાજાના અવતારના આગમનની વાતો કહેતો હતો. આને લીધે એની ભાષા રાજકારણને મળતી આવતી. રાજકીય વિપ્લવ પહેલાં ધાર્મિક વિપ્લવને એ અપરિહાર્ય ગણતો હોય એમ પણ સંભવે છે.

૧૩ એની બોલવાની પદ્ધતિ આપણા સંતોની માફક દૃષ્ટાન્તો અને કહાણીઓ આપી આપી ઉપદેશ દેવાની હતી. કહાણીઓ દ્વારા ઉંચામાં ઉંચા ભાવો પણ એ સરળતાથી સમજાવી શકતો.

**ઉપદેશ-પદ્ધતિ**

---

# પર્વત પરનો ઉપદેશ*

૧ પોતાના બાર શિષ્યોને દીક્ષા આપ્યા પછી ઇશુ તેમને એકવાર એક પર્વત ઉપર લઇ ગયો. ત્યાં જે ઉપદેશ એણે આપ્યો તે એનું સૌથી પ્રસિદ્ધ અને મહત્ત્વનું પ્રવચન છે. પોતાના જીવનનું સર્વ રહસ્ય એણે એમાં ઠાલવ્યું છે. એનો સાર નીચે આપ્યો છે:

૨ આ સંસારમાં જે દીન, દુઃખી, નમ્ર, સ્વધર્મના ભૂખ્યા, દયાવન્ત, પવિત્ર મનના અને શાન્તિ તથા સંપને વધારવાવાળા છે તે જ ખરેખરા ધન્ય છે; એ જ મોક્ષના અધિકારી છે; એ જ શાન્તિ પ્રાપ્ત

મોક્ષના અધિકારી

* એ વિષે પાછળ નોંધ જુઓ.

કરી શકવાના છે; એ જ પ્રભુના પુત્ર થવાને લાયક છે; એ જ ધર્મરાજ્યમાં રહી શકશે.

સ્વારાજ્યના અધિકારી

૩ જેને સ્વધર્મના પાલન માટે જુલમ વેઠવો પડયા છે તેનું જીવિત ધન્ય છે, કારણકે એ જ સ્વારાજ્યનો અધિકારી છે.

સુદૈવ શું ?

૪ ભાઇઓ, જ્યારે લોકો તમારી નિન્દા કરે, તમારા ઉપર જુલમ ગુજારે, તમારી ઉપર મારે માટે ખોટા આરોપો ચડાવે, ત્યારે તમે પોતાને નશીબદાર સમજજો; કારણકે તેથી તમારૂં શ્રેય જ થવાનું છે. જે જે સંતો થઈ ગયા છે તેમણે તિરસ્કાર અને ત્રાસ વેઠીને જ સંતતા પ્રાપ્ત કરી છે.

આભાસરૂપ સુખો

૫ ભાઇઓ, તમને તમારો પૈસો શાન્તિ નહિ આપી શકે; એનું તમે બળ ન માનશો; કારણકે એ જશે ત્યારે તમારૂં સમાધાન નહિ રહે.

૬ તમારા આજના સુખથી તમે પોતાને નશીબદાર ન સમજશો; કારણકે એ રડવાનો દિવસ પણ લાવશે, અને તે સમયે તમારો આજનો સુખાનુભવ તમારૂં દુઃખ ઓછું નહિ કરી શકે.

૭ તમે તમારી વાહવાહથી રખે ફુલાતા; કારણકે તેથી તમને સાધુતા પ્રાપ્ત નાહિ થાય.

જગતના પ્રાણ કોણ?

૮ ભાઈઓ, તમે પોતાને દીન અને દયાપાત્ર ન માનશો. તમે આ જગતનું નીમક છો—પ્રાણ છો. નીમક સ્વાદનું સાર છે, પણ એ જો સ્વાદરહિત થઈ જાય તો માટીમાં ફેંકી દેવા અને પગે ચંપાવા લાયક ગણાય; તેમ તમે તમારૂં સત્ત્વ—નીમક—ખોઇ પગે ચાંપી નાંખવા જેવા થશો નહિ. તમે આ જગતનું નૂર છો. જેમ ટેકરી પર વસેલા શહેરને છુપાવી શકાય નહિ, જેમ મીણબત્તીને ઢાંકણા તળે મુકી શકાય નહિ,—એને તો ગોખલામાં જ મેલવી ઘટે—તેમ તમે તમારા નૂરને જગતમાં નાંખી જગતને પ્રકાશો, કે જેથી પ્રજા તમારાં સત્કર્મોને જુએ અને તમારા પ્રિય પ્રભુનાં યશોગાન ગાય.

ઇશ્વરના અવિચળ નિયમો

૯ ભાઈઓ, એમ ન માનશો કે હું જુનાં શાસ્ત્રોનો ઉચ્છેદ કરવાનો છું. હું તો એનાં રહસ્યોને સમજાવવા અને એનાં તત્ત્વોનું વિશેષ પૂર્ણતાથી પાલન કરાવવા ઇચ્છું છું. ખાત્રીથી માનજો કે જ્યાં સુધી સ્વર્ગ અને પૃથ્વીનું અસ્તિત્વ છે ત્યાં સુધી સ્વર્ગ

પ્રભુના નિયમોના અમલમાંથી છુટવું અશક્ય છે. જે એને અણુભાર પણ તોડશે તે પ્રભુને ત્યાં અણુ જેટલો જ રહેશે. જે એનું પાલન કરશે અને એને જ શીખવશે, તે પ્રભુને ત્યાં પણ મહાન ગણાશે. શિષ્યો, ખાત્રી રાખજો કે જ્યાં સુધી ફરિસી અને શાસ્ત્રીઓનાં શીલથી તમે શીલમાં ચડો નહિ ત્યાં સુધી પ્રભુનું દ્વાર તમારે માટે ઉઘડવાનું નથી.

અહિંસા

૧૦ કદી કોઇનો ઘાત કરવો નહિ એ આદેશ તો તમે જાણો છો. હત્યારો અધોગતિએ જશે એમ તમે માનો છો. પણ હું કહું છું કે કેવળ હત્યા એટલી જ હિંસા નથી. જો તમે તમારા ભાઈ સામે પણ ગુસ્સો કરો, તો હું કહું છું કે તમે નરકના અધિકારી થવાના; જો તમે તમારા ભાઇને ગાળ દેશો, તોપણ તમે અધોગતિને જ પામશો; અને જો તમે એને મૂર્ખ કહેશો, તોપણ તમારે માથે સજા જ ઉભી રહેશે. યજ્ઞની વેદી ઉપર ઉભા રહી બલિદાન ચડાવતી વખતે જો તમને યાદ આવે કે તમને તમારા ભાઈ પર રજ જેટલો પણ ગુસ્સો છે, તો હું કહું છું કે તમે બલિદાન ચડાવતાં અટકી જજો

અને પહેલાં તમારા ભાઇ પાસે જઈ એનું સાન્ત્વન કરી તમારો ભોગ ચડાવજો. તમારા વિરોધી સાથે લડાઇ પતાવવામાં તમે કદી પણ વિલંબ કરશો નહિ.

અવ્યભિચાર

૧૧ વ્યભિચાર શાસ્ત્રાજ્ઞા વિરુદ્ધ છે એ તો તમે સાંભળ્યું છે. પણ હું કહું છું કે જે કોઇ કુદૃષ્ટિથી પરસ્ત્રી સામે જુએ છે તેણે પણ પોતાના મન વડે વ્યભિચાર કર્યો જ છે. ભાઇઓ, જો તમારી જમણી આંખ કદી પાપી રીતે ચંચળ થાય તો તમે તેને તુર્ત ફોડી નાંખજો; જો તમારો જમણો હાથ તમારી પાસે કદી અયોગ્ય વર્તન કરાવે તો તમે તેને તુર્ત કાપી નાંખજો; કારણકે તમારા સત્ત્વની હાનિ કરતાં તમારા શરીરનું એક અંગ ઓછું થાય તો તેમાં ઓછું નુકસાન છે.

વેરની સામે પ્રેમ

૧૨ ભાઇઓ, જેવાની સામે તેવા થવું એ લૌકિક ન્યાય છે; પણ હું તો કહું છું કે દુષ્ટની સામે પણ દુષ્ટતા ન કરશો. પણ જે તમારા જમણા ગાલ પર તમાચો મારે એને તમે ડાબો પણ અર્પણ કરજો. અને જો કોઇ તમારી જોડે કજીયો કરવા આવે અને

